# શ્રી શક્તિ મહાદેવી

## કીર્ત્તન અને ગરબાઓ

પ્રકાશક : દેવી ભક્તો

લેખક : કિંકરદાસ.

આરાસુરી

શ્રી અંબાજી મહાદેવી અપરનામ

શ્રી શક્તિ મહાદેવી

# કીર્તન અને ગરબાઓ

પુષ્પ બારમુ



: પ્રકાશક :

દેવીભક્તો

લેખક : કિંકરદાસ

# નિવેદન.

**"શક્તિ મહાદેવીના"** ગુણોથી અજ્ઞાન હોવા છતાં નિર્ભયપણે આલેખન કરવા મારા મનોમંદિરમાં ઉર્મિ પ્રવેશી અને મારા નિયમાનુસાર મારા યોગી પ્રભુની કૃપાએ લેખન-ક્રિયાની શરૂઆત કરી. હું ન માની શકું તેવી રસ વાનગી સાથે અવનવા રાગોમાં ગરબા અને કિર્તનની કાર્ય શૈલીમાં વિજયવંત નિવડયો.

**શક્તિ મહાદેવી** જગતજનુની માતા તરિકે ભજાય છે. એનું બીજુ નામ આરાસુરી અંબાદેવી કહેવાય છે. પરંતુ શકિતના નામથી આજે તેની ખ્યાતિ વિદ્યમાન છે. માનવ વિચારે તો શકિત હરેકમાં પ્રવેશેલી છે. વિશ્વના ચારે ખુણામાં જ્યાં નિહાળો ત્યાં શકિતનો જ, વાયુ છે.

આરાસુરના પવિત્ર પહાડ ઉપર **શક્તિ મહાદેવીનું** મંદિર દિવ્ય પ્રતિભા ઝગમગાવી રહ્યું છે.

શકિત મહાદેવીના ગુણોનું આખ્યાન કરતા પંડિતો અને વિદ્વાનોની કૃતિ-આગળ મારી આ અલ્પ ભકિત રસ વાનગી નિરસ મનાશે છતાં મારી પ્રાર્થના છે કે ભકિત મસ્ત જીવાત્માઓ મારી આ જુજ વાનગીનો સ્વીકાર કરી મારા શ્રમને યથાર્થ લાવશે એટલી જ પ્રેમભિક્ષા યાચતાં વિરમુ.

સંવત ૧૯૯૫ ભાદ્ર કૃષ્ણ

ફતાસાની પોળ
નવિપોળ,
અમદાવાદ

સર્વેનો શુભેચ્છક

**કિંકરદાસના જયવંદન**

## કીર્તન ૧

### શાર્દૂલ વિક્રડીત છંદ

શક્તિ ત્હારા ગુણની અરેરે સ્તવના કરૂ આજ હું
મિત્રોના કહેવા થકી અરેરે આગળ ધપું આજ હું
ત્હારા ગુણની કલ્પના નહિ છતાં યોગીશની આશથી
ગુરૂવરની છાયા થકી અરેરે મનડું છીપે પ્યાસથી–૧

શકિત ત્હારા નામથી અજાણ્યો અજ્ઞાન બાળક લખે
તોપણ ત્હારા હર્ષના હિંચોળે જ્યોતિ દિપક નિરખે
ત્હારા ચર્ણમહી પ્રણામ કરતો રચના કરૂં કાવ્યની
સ્હાયક બનજે માત તું જગતની ઉર્મી પુરૂં ભાવની--૨

શક્તિ નામ તણી અપાર જ્યોતિ ચારે દિશા ઝગમગે
અંતરથી ભકિત કરે અરે એ પાછો કદી ના ડગે
જનની ધરણી વિશ્વને ધ્રૂજવતી દેવી મહી તું શુરી
પાલનહારી માત નામ અંબા તું આશ કરજે પુરી–૩

ત્હારા ગુણ લખનાર પંડીતોની શક્તિ નથી મુજમાં
તો પણ મારૂ ચિત્ત આજ તલસે શકિત અરે તુજમાં
અલ્પ મતે સ્તવના કરૂં તથાપિ શકિત મને આપજે
બાળક કિંકરદાસના જીવનમાં સત્યાર્થતા સ્થાપજે–૪

卐

# કીર્તન ૨ જું

## શ્રી સરસ્વતી દેવીને પ્રાર્થના

### રાગ-બીલાવલ

નમન કરૂં નમન કરૂં હે ! સરસ્વતી
મયૂર વાહન વાસ કરી મુખ દિપાવતી....૧

જનની ધરણી જગત ભરણી દેવી ભગવતી
જ્ઞાન ધ્યાન શકિત અર્પં હે ! સરસ્વતી....૨

રૂષિ યોગી સંત જપે પંડિતો અતિ
ધ્યાન ત્હારૂં સર્વ કરે હે ! સરસ્વતી ...૩

ભોજરાયે ભજન કીધું ધરણી ધ્રૂજવતી
તેજ ત્હારૂં દિવ્ય દીસે હે ! સરસ્વતી... ૪

પ્રાણનાથ શાંતિ કહે વિશ્વ વદંતી
શાસ્ત્રને રચાવનાર હે ! સરસ્વતી....૫

શાંતિ ચરણદાસમાં તું પૂરજે મતી
વાંચ્છના પુરો અમારી હે ! સરસ્વતી....૬

卐

## કીર્તન ૩

### હિંદી કવ્વાલી

આરાસુરને ઝધાવે અરે શકિત તું
દિવ્ય રોશન બતાવે અરે શકિત તું
માત અંબા કહાવે અરે શકિત તું—૧

ભકત જનને રીઝાવે અરે શકિત તું
તાન અવધિ જગાવે અરે શકિત તું
સારી દુનિયા હસાવે અરે શકિત તું—૨

જ્યોત ઝળકાવનારી અરે શકિત તું
સંકટો ટાળનારી અરે શકિત તું
બાળને પાળનારી અરે શકિત તું—૩

આશ ફળ પુરનારી અરે શકિત તું
ચિંતાને ચુરનારી અરે શકિત તું
દેવીમાંહી મનાતી શુરી શકિત તું—૪

વિશ્વ પાળક પ્રભુમાં વસે શકિત તું
ભકતજનના ભીંતરમાં વસે શકિત તું
દાસ કિંકર ગુજારે અજબ શકિત તું—૫

卐

## કીર્તન ૪

### ગઝલ

અરે શક્તિ મહાદેવી પૂજાતી જગતની માંહે
વસે તું સર્વના ઘટમાં શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૧
જનુની માત તુ મોટી વદાતી નામ અંબા તું
અરે આરાસુરી દેવી શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૨
અજબ ઘટના દીસે ત્હારી અજબ રચના દીસે ત્હારી
ભજાતી સર્વ દુનિયામાં શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૩
પુરવના પુન્યથી ભજતા કદાગ્રહ ક્રોધને તજતા
વીરાઓ ઠાક ઓળખતા શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૪
વસે તુ પહાડની માંહે અજબ દર્શન સતી ત્હારાં
ગજાવે ઘોષ દુનિયામાં શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૫
શુરી તું સર્વની માંહે પ્રતિભા છે અમર ત્હારી
પ્રભુના ચર્ણમાં વસતી શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૬
સદાતું વિશ્વમાં રહેતી અવિચળ વાસના લેતી
ભીંતરમાં નિત્ય મહમહતી શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૭
ન જાણુ શક્તિના ગુણો છતાં સ્તવના કરૂં છું હું
કહે કિંકર બલીહારી શરણ ત્હારૂં સ્વીકારે સહુ ૮

卐

## કીર્તન ૫

રાગ—આલમમે ડંકા બજાદીયા એ વીર જવાહરલાલાને

દુનિયાના બાળ પૂકારે છે  શ્રી શક્તિ મહાદેવી જનની
સહુ મન મંદિરમાં ધ્યાવે છે  શ્રી શક્તિ મહાદેવી જનની ૧
આરાસુરમાં એ વાસ કરે  નયનોમાં દૈવીક જ્યોત ઝરે
સહુ ભક્તિ રસનાં પાત્ર ભરે  શ્રી શક્તિ મહાદેવી જનની ૨
વાઘ ઉપર સ્વારી ત્હારી  નમતાં સહુ જગનાં નરનારી
બાળકને આશ દીસે ભારી  શ્રી શક્તિ મહાદેવી જનની ૩
બળવાન મનાઈ સિંહ સમી  એવાસ કરે પ્રભુ ચર્ણ મહી
દુનિયામાં જ્યોત છવાઈ રહી  શ્રી શક્તિ મહાદેવી જનની ૪
અવધિ ગુણ પાર નહિ પામે  ભક્તિ રસ જે ઉરમાં વામે
પૂજતા સહુ અંબાના નામે  શ્રી શક્તિ મહાદેવી જનની ૫
શક્તિના ગુણ દીસે ભારી  ચરણોમાં ઝૂકતાં નરનારી
કિંકર કહે જુગમાં બલીહારી  શ્રી શક્તિ મહાદેવી જનની ૬

卐

## કીર્તન ૬

રાગ—માતા પીતાને મુજકો ગુલહન બનાકે મારા

શક્તિને  પૂજનારા  શક્તિની ધૂન ધખવો
અંબાને  માનનારા  શક્તિનુ તાન મચવો. ૧

શક્તિ સતી જગતની દેવી મહાન શુરી
શક્તિના ચર્ણું માંહે ભક્તિનો ઘંટ બજવો. ૨

આશા ભર્યા અમે સહુ શક્તિના જાપ જપતાં
નિત્યે સહુ ભીંતરમાં શક્તિનુ તાન મચવો. ૩

શક્તિ મહાસતીનું મંદિર દિવ્ય ભાસે
અર્બુદ ગીરી મિનારે શક્તિનુ તાન મચવો. ૪

શુદ્ધિ કરો જીવનની જ્યોતિ દિપક ઝગાવો
ઘટ મેલ ધોઈ સર્વે શક્તિનુ તાન મચવો. ૫

દુનિયા બધી પૂકારે એનું શરણુ સ્વીકારે
કિંકર મુખે ગુજારે મન મંદિરે ઉવેખો. ૬

卐

## કીર્તન ૭

### છંદ

આવો આવો સર્વ સાથ
શક્તિની અપાર વાત
ઝાલશે ત્હમારો હાથ ચર્ણમાં ઝૂકાવો–૧

જગ્ત પાળનારી માત
છોડ તું બધો ઉચાટ
રંગ દિસે ભાત ભાત ચર્ણમાં ઝૂકાવો–૨

મારી ત્હારી જુઠ વાત
મોહનો વિચિત્ર ઘાટ
ભક્તિની અપૂર્વ ખાટ ચર્ણમાં ઝૂકાવો—૩

દેખ જ્ઞાન નેત્ર ખોલ
કીર્તિ એની છે અમોલ
ભીંતર ત્હારૂં ખોલખોલ ચર્ણમાં ઝૂકાવો—૪

ઉર્મિ થકી મન જગાય
ન્હાવ આગળે ધપાય
કિંકરે લીધો છે લ્હાવ ચર્ણમાં ઝૂકાવો—૫

卐

## કીર્તન ૮

### રાગ—મેરા મૌલા બુલાવે મદીને મુઝે

શક્તિદેવીના ચરણે નિત્ય ઝૂકો
અંબા માતાના ચરણે શીષ મૂકો—એ ટેક

શક્તિ તણા ગુણગ્રામની અવધિ અરેરે શું કહું
એના સમી શૂરી નહિ એ વાત નિશ્ચયથી કહું

મહારાજાને રાય ઝૂકે ચરણે
શક્તિ દેવીને નિત્ય સહુ પ્રણમે—૧

 ૨૧૮૭૫

જ્યાંજ્યાં જુઓ ત્યાંત્યાં બધે શક્તિ દિપક ઝળકાય છે
શક્તિ જગત માતા તણા ગુણગાન નિત્ય ગવાય છે

એનો ઘંટ થતો સારા વિશ્વ મહી
એવી શૂરી જગતમાં કોઈ નહિ

ધનવાન રાય શ્રીમાનને સહુ રંક દુનિયાના નમે
ભક્તિ કરે જે ભાવથી દુઃખડાં અરે એનાં હણે

એની શક્તિ અપાર મનાય અરે
શક્તિ દેવીના નામે પૂજાય ખરે—૩

શક્તિ તણા ગુણગ્રામની સ્તવના અરેરે શું કરૂ
શક્તિતણા જ્યોતિ દિપકની રોશની ઘટમાં વરૂ

શક્તિ દેવીના ગુણ અપાર દીસે
એને ભજવાથી દીલમાં શાંતિ થશે—૪

લગની મને એની ભીંતરમાં કલ્પના કયાંથી થઈ
જે વાત મુજ મનમાં નતી તેની પુરી ઝાંખી થઈ

શક્તિ શક્તિના ચરણે પ્રણામ કરૂં
કહે કિંકર ઘટમાં તાન ભરૂં—૫

卐

## કીર્તન ૯

### રાગ—છોટાસા બલમા મેરા આંગણે પે ગુલ્લી ખેલે

શકિતના ચરણે ઝૂકતાં દુનિયાનાં સઘળાં નરનારી
શકિતની જ્યોત અપારી બાળકનાં દુઃખડાં હરનારી—૧

શકિત તું એક અમારી જગત જનુની રહાય ત્હમારી
બાળક સહુ તુજને નમતાં મૂર્તિ છે મનમંદિર પ્યારી—૨

જગની હિતકારી દેવી શકિત મનની ચિંતાચૂરે
ભજવાથી સંકટ ભાગે ભકતજનોનાં વાંછીત પૂરે—૩

શકિતનુ વર્ણન કરવું કેમ જુગે જુગમાં ઝળકાઈ
ઘટઘટમાં શકિત ત્હારા તેજનાં રોશન પ્રગટાઈ—૪

ભિક્ષુક તુજ દ્વારે આવી અર્જ પૂકારે માત અમારી
અંબા માતાના નામે કિંકર કહે જુગમાં બલીહારી—૫

卐

## કીર્તન ૧૦

### રાગ—રખીયાં બંધાવો ભૈયા

શકિત જગતની મૈયાં જુગ જુગ દીવો રે
દુનિયામાં જ્યોતિ ઝળકે
ગુણગાતાં મનડુ હરખે
આવો અમારી પડખે જુગ જુગ દીવો રે—૧

માનવનાં પુર ઉભરાવે
ગુણ સર્વે ત્હારા ગાવે
આનંદ મન ઉલટાવે જુગ જુગ દીવોરે–૨

અંબા છે નામ તુમારૂ
મન મંદિર લાગે પ્યારૂ
શરણુ અમોને ત્હારૂં જુગ જુગ દીવોરે–૩

આશા છે અમને ત્હારી
કીર્તિ નવ ખંડે ભારી
ચરણે ઝૂકે નરનારી જુગ જુગ દીવોરે–૪

શકિતના ગુણ અપારી
મૈયાં તું એક અમારી
કિંકર કહે બલીહારી જુગ જુગ દીવોરે–૫

卐

## કીર્તન ૧૧

રાગ–ઐ સીતમગર જુલ્મો તારા.

શકિત ચરણમાં શીર ઝૂકાવો શકિત નિશદિન પ્રણમોરે
શકિત દેવીને પળપળ ધ્યાવો શકિત નિશદિન પ્રણમોરે–૧

શકિત સતી છે વિશ્વંભરની શકિત વીર કહાઇરે
વાઘ ઉપર એ સ્વારી કરતી શકિત નિશદિન પ્રણમોરે—૨

અંબા માતા જગત જનુની શકિત અજબ કહાતીરે
શકિત અંબા એકજ દેવી શકિત નિશદિન પ્રણમોરે—૩

દિવ્ય પ્રતિભા દિવ્ય લીલાઓ દિવ્ય દિપક ઝળકાતોરે
મુખડુ દિવ્ય મનોહર શોભે શકિત નિશદિન પ્રણમોરે—૪

ચાર ભુજાથી ચાર દિશામાં શકિત બળ ઝગમગતુંરે
પ્રભુચરણ વસનારી દેવી શકિત નિશદિન પ્રણમોરે—૫

શકિત દેવીના ચરણકમળમાં સર્વે શીષ ઝૂકાવોરે
મનવાંછીત ફળ લેવા કાજે શકિત નિશદિન પ્રણમોરે—૬

વિરલ વાટ છે શકિતદેવીની કાયર કંઇ નહિ ભાસેરે
હિંમતથી સહુ તાન મચાવો શકિત નિશદિન પ્રણમોરે—૭

આવો આવો પ્રેમ સલુણા બાળક સર્વે આવોરે
શકિત દેવીના બાળ થવાને શકિત નિશદિન પ્રણમોરે

કિંકર બાળક હરખે લખતો શકિત નાદ બજવતોરે
શકિત દેવીના પદ પંકજમાં લળી લળી ચરણે પડતોરે—૯

卐

# કીર્તન ૧૨

## રાગ-છોટી બડી ગોઆંરે ગરબો

શકિત શકિત મૈયાંરે શકિતના ચરણે ઝૂકીયે
શકિત સતીની અવધિ લીલા છે
શકિત અજબ મનાય શકિતના ચરણે ઝૂકીયે-૧

જગત જનુની અંબા રે માતા
શકિત એક કહાય શકિતના ચરણે ઝૂકીયે-૨

મુખ મણીસમ તિલક લલાટે
છત્ર શીરે શોભાય શકિતના ચરણે ઝૂકીયે-૩

વાઘ ઉપર એને આસન ઝમાયું
કાને કુંડળ સાર શકિતના ચરણે ઝૂકીયે-૪

શકિતના ગુણથી પાર ન પામો
ભિન્ન લીલા પ્રગટાય શકિતના ચરણે ઝૂકીયે-૫

રાય ઝુકે અને રંક ઝુકે છે
ચરણે શીષ નમાય શકિતના ચરણે ઝૂકીયે-૬

દિવ્ય પ્રતિભા મન હરખાવે
અદ્દભૂત રૂપ નિરખાય શકિતના ચરણે ઝૂકીયે-૭

કિંકર લખતો શકિતના ગુણને
તાન ભીંતર ઉભરાય શકિતના ચરણે ઝૂકીયે-૮

卐

## કીર્તન ૧૩

### ગરબો

શકિત શકિતના ચર્ણમાં ઝૂકાવું રે
નીર હુંતો શકિતનાં ભરૂં........

મારા અંતરના ભાવથી હુલાવું રે
નીર હુંતો શકિતનાં ભરૂં..........................૧

### સાખી

શકિત વ્યાપક વિશ્વમાં શકિત ઘટની માંય
શકિતની અવધિલીલા પાર કદી ન પમાય–

હું તો અંબાના ચર્ણમાં ઝૂકાવું રે
નીર હુંતો શકિતનાં ભરૂં................ ...........૨

શકિત મનમંદિર વસે શકિત અમર કહાય
શકિત દેવીના ચર્ણમાં આનંદ આનંદ થાય

શકિત શકિતના નિત્ય ગુણ ગાઉં રે
નીર હુંતો શકિતનાં ભરૂં..........................૩

પહાડ અને પર્વત મહી જયોતિ ઝગમગ થાય
મંદિર મનહર ભાસતું વિશ્વબધું ઉલટાય

પ્રેમ પુષ્પોના હાર હું ચઢાવું રે
નીર હુંતો શકિતનાં ભરૂં.........................૪

વાઘ ઉપર સ્વારી દીસે મુખડુ મંગલકાર
ભકિત ભજનના ભાવથી વર્તે જય જયકાર

હું તો અંતરના હર્ષથી વધાવું રે
નીર હુંતો શકિતનાં ભરૂં.........................૫

કિંકર બાળક વિનવે શકિત તાન મચાય
શકિત દેવીના નામથી અંતર હર્ષ ભરાય

શકિત શકિતના ચર્ણમાં પ્રણામ રે
નીર હુંતો શકિતનાં ભરૂં.........................૬

卐

## કીર્તન ૧૪

### ગરબો

આવો આવો રે હો ! બાલુડાં શકિતના આંગણે
શકિતના આંગણે રે હો ! બાલુડાં શકિતના આંગણે—૧

શકિતના મંદિરે અલબેલી જ્યોત છે
શકિતના તાનમાં રે હો ! બાલુડાં શકિતના આંગણે—૨

ભકિતના ભાવ ભરી અંતરથી નાચજો
શકિતના તાનમાં રે હો ! બાલુડાં શકિતના આંગણે—૩

શક્તિનાં રૂપ તમે હવલાં નિહાળશો
શક્તિમાં ઘુમજો રે હો ! બાલુડાં શક્તિના આંગણે-૪

ઝગમગતી જ્યોત અને મુખડું મલકાય છે
જગતમાં પૂજાતી રે હો ! બાલુડાં શક્તિના આંગણે-૫

પ્રેમ પુષ્પ હાર અને ધીરજના ધુપથી
આરતી ઉતારવા રે હો ! બાલુડાં શક્તિના આંગણે-૬

ચિતડાનાં ચંદનને અંગે ચઢાવજો
અંતરમાં ધ્યાવતાં રે હો ! બાલુડાં શક્તિના આંગણે-૭

કિંકર બાળ લખે શક્તિના તાનમાં
નિત્ય સહુ મ્હાલજોરે હો ! બાલુડાં શક્તિના આંગણે-૮

卐

## કીર્તન ૧૫

### ગરબો

રાગ—નાગર વેલીયો રોપાય.

શક્તિનું તેજ અપાર નિરખો નેત્રની માંહી
એની જ્યોતિ અપરંપાર ઝળકે વિશ્વની માંહી—૧

શક્તિ નામ શૂરી કહેવાઈ જ્યોતિ ઝગમગ થાય જો
અંબા માત કહાય નિરખો નેત્રની માંહી—૨

કોઈ ભજે માયાની આશે કોઈ ભજે ભકિતથી જો
શકિત અમર કહાય નિરખો નેત્રની માંહી—૩
મનમંદિરમાં પળપળ ધ્યાવો અવધિ તાન મચાય જો
કારજ સઘળાં થાય નિરખો નેત્રની માંહી—૪
શકિત દેવીની દવલી ઘટના પાર કદી ન પમાયજો
અદભૂત આલેખાય નિરખો નેત્રની માંહી—૫
શકિત અંબા એકજ નામે ઘટઘટમાં ભજવાતી જો
શકિત દીપ પ્રગટાય નિરખો નેત્રની માંહી—૬
કિંકર બાળક હર્ષ ધરીને શકિતના ગુણ ગાય જો
આનંદ રસ ઉભરાય નિરખો નેત્રની માંહી—૭

卐

## કીર્તન ૧૬

### ગરબો

શકિતનું નામ અમે અંતરમાં ધ્યાવતાં
અંબાના ચર્ણમાં ઝૂકીયેજીરે—૧
શકિત તું એક માત મનડું હરખાવતી
શકિતના તાન અમે પુરીયેજીરે —૨
આવો આવોને બાળ શકિતના ચર્ણમાં
શકિતના ગુણ અમે ગાઈયેજીરે—૩

શકિતનાં બાળ અમે શકિતને પુજીયે
શકિતનાં નીર અમે પુરીયેજીરે—૪

શકિતની જ્યોત દીસે સઘળી આલમમાં
દુનિયામાં દીપ જલે શકિતનો જીરે—૫

શકિત તું સ્હાય થજે બાળક છે તાહરાં
ભકિતના તાનમાં નાચીયેજીરે—૬

શકિતના ગુણ અતિ મનથી સમજાય ના
ભકિતથી કંઈક અમે પામીયેજીરે—૭

શકિતનું નામ જપો શકિતના તાપ તપો
શકિતથી દુઃખ નાશ થાશેજીરે—૮

કિંકર બાળ કહે શકિત અજબ છે
શકિતના ઝોલે ઝૂલીયેજીરે—૯

卐

કીર્તન ૧૭

ગરબો

શકિત ત્હારી જ્યોતિ અપાર નિત્ય નમો અંતરના ભાવથી
શકિત નામ પ્યારૂ આ વિશ્વમાં ઉજાળું
નામ એનું જગમાં પૂજાય નિત્ય નમો અંતરના ભાવથી—૧

શકિત નામ સાચું એ વિણ બધું કાચું
હર્ષ તણાં પુર ઉભરાય નિત્ય નમો અંતરના ભાવથી-

શકિત નાદ હવલો છે અંતરમાં પુરજો
શકિતના સર્વ ગુણગાય નિત્ય નમો અંતરના ભાવથી-

આવો બાળ આવો શકિતના ગુણગાવો
શીષ એના ચરણે ઝૂકાય નિત્ય નમો અંતરના ભાવથી-

શકિતનુ નામ વીરા પળ પળમાં ધ્યાવજો
નામ એનુ અંબા કહાય નિત્ય નમો અંતરના ભાવથી-

ભકિતના ભેદ ઘણા ભિન્ન ભિન્ન તાન છે
ભકિતથી પાપ નાશ થાય નિત્ય નમો અંતરના ભાવથી-

નિત્ય ગુણ ગાવો આનંદ ઉભરાવો
શકિત નામ મોંઘું મનાય નિત્ય નમો અંતરના ભાવથી-

શકિતનાં બાળ અમે શકિતને પૂજીયે
શકિતથી કામ સિદ્ધ થાય નિત્ય નમો અંતરના ભાવથી-

કિંકરદાસ કહે શકિતના ગુણથી
બાળકથી પાર ના પમાય નિત્ય નમો અંતરના ભાવથી-

卐

## કીર્તન ૧૮

### ગરબો

શક્તિનાં કરજો ગુણગાન શક્તિના ચરણોમાં નાચજો
શક્તિનુ નુર બધી દુનિયામાં દીસતું
શક્તિનાં ભરજો જળપાન શક્તિના ચરણોમાં નાચજો–૧

માત નામ અંબાએ શક્તિના નામથી
વિશ્વ મહી સઘળે પૂજાય શક્તિના ચરણોમાં નાચજો–૨

શક્તિને નિત્ય વીરા અંતરમાં પૂરજો
શક્તિથી બનશો બળવાન શક્તિના ચરણોમાં નાચજો–૩

શક્તિ અખંડ રૂપે સર્વેમાં ભાસતી
શક્તિથી ચાલે સંસાર શક્તિના ચરણોમાં નાચજો–૪

કોઇ ભજે ગાનથી ને કોઈ ભજે ધ્યાનથી
ભિન્ન ભિન્ન હૈયાનાં તાન શક્તિના ચરણોમાં નાચજો–૫

અંબાનુ નામ જુગે જુગમાં મશહુર છે
શક્તિના સર્વ ગુણગાય શક્તિના ચરણોમાં નાચજો–૬

આવો આવો ને બાળ રમીએ આનંદથી
શક્તિની સાચી છે સ્હાય શક્તિના ચરણોમાં નાચજો–૭

શક્તિના ઝોલામાં મનડું ઝુલાવજો
શક્તિની મોંઘી છે માળ શક્તિના ચરણોમાં નાચજો–૮

શક્તિ છે ઘટ ઘટમાં શક્તિ છે વિશ્વમાં
કિંકરમાં શાંતિનો વાસ શક્તિના ચરણોમાં નાચજો-૮

卐

## કીર્તન ૧૯

ગરબો

રાગ-નાગર વેલીયો રોપાય.

આનંદ આનંદ વર્તાય શક્તિ નામ જપવાથી
મનડામાં હર્ષ ભરાય શક્તિ નામ જપવાથી....૧

આરાસુરી અંબા દેવી જગત જનુની માત જો
ભજતાં દુ:ખડાં જાય શક્તિ નામ જપવાથી....૨

આરાસુરમાં શક્તિ કેરૂ મંદિર અદ્દભૂત ભાસે જો
ઝગમગ જ્યોતિ થાય શક્તિ નામ જપવાથી....૩

સતીઓ માંહે શરી મનાઈ શક્તિ વીર કહાતી જો
અવધિ તાન મચાય શક્તિ નામ જપવાથી... ૪

મણીમય મુખડુ મનહરખાવે આનંદ રસ ઉભરાય જો
અદ્દભૂત બળ દેખાય શક્તિ નામ જપવાથી....૫

શક્તિ દેવીની માળા જપજો શક્તિ મન મંદિરમાંજો
કિંકર મન હરખાય શક્તિ નામ જપવાથી....૬

卐

## કીર્તન ૨૦
### ગરબો
### રાગ–ત્રિતાલ

શકિતનું નામ ભજો અંતરના ભાવથી
શકિતનાં બાલુડાં રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો....૧
અંબાના નામ થકી જગમાં પૂજાય એ
અંતરના ભાવથી રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો....૨
શકિતનાં તાન અતિ દવલાં દેખાય છે
ભિન્ન નાદ ભાસે રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો ...૩
ભકિતમાં ભેદ નથી માનવમાં ભેદ છે
નિત્ય નાદ બજાવો રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો....૪
આવો આવો ને આજ શકિતના મંદિરે
બાળ સહુ હીંચો રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો....૫
દુનિયામાં ઘંટ થતો શકિતના નામનો
શકિત છે સર્વમાં રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો... ૬
ભાવ નીર વરસે તો જ્યોત દીપ જાગશે
અલબેલા તાનમાં રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો....૭
ગુણ રૂપ નિરખેથી પાર નહિ પામશો
અંતરથી મ્હાલતાં રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો....૮
આવો અવસર ફરી આવે ના જાણજો
કિંકરની વિનતી રે હો! શકિતના ચર્ણમાં ઝૂકો .. ૯

卐

## કીર્તન ૨૧

### ગઝલ

શિખરને પહાડમાં વસતી નમે સહુ હર્ષથી તુજને
જગતમાતા કહાતી તું અરે શક્તિ મહાદેવી.

અજબ જ્યોતિ જગાઈ છે સકળ જગમાં ભજાઈ છે
અમર કીર્તી મનાઈ છે અરે શક્તિ મહાદેવી.

શૂરાઓ નિત્ય સંભારે અમોને આશ છે ભારે
ચડે તું સર્વની વારે અરે શકિત મહાદેવી. ૩

શુરીતું રંકની જનની ગુજારે સહુ તને પ્રણમી
અમારા પુન્યની શરણી અરે શકિત મહાદેવી. ૪

દિવસ જ્યાં પુર્ણિમા આવે અતિ નરનાર ઉભરાવે
ગુણો સહુ હર્ષથી ગાવે અરે શકિત મહાદેવી. ૫

અમોલી શક્તિની શેવા સ્વીકારો પ્રેમથી મેવા
બિરૂદ ભકિત તણુ લેવા અરે શક્તિ મહાદેવી. ૬

ભલે આખુ જગત ભજતું ભીંતરથી મોહ નહિ તજતું
તુંહી ગુણ કોક ઓળખતું અરે શકિત મહાદેવી. ૭

જગત આશા સહુ જુઠી ભજો સહુ સ્વાર્થ છોડીને
કહે કિંકર બલીહારી અરે શક્તિ મહાદેવી. ૮

卐